| सत्यंवद || ॐ || धर्मंचर ||

# ધર્મપ્રકાશ ભાગ ૧ લો.

અથવા

# અધોગતિનું અવલોકન.

સજ્જન મનુષ્ય અભ્યુદય માટે વખત ગાળે છે,
દુર્જનો છીદ્ર શોધવા અમૂલ્ય વખત ગુમાવે છે.

યોજક,

જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા શ્રી ગાયત્રી પટ્ટપ્રકાશક
કંડોળીઆ બ્રાહ્મણ રહેવાશી લોઈજ.

સંવત ૧૯૭૪.] પ્રથમાવૃત્તિ પ્રત ૫૦૦ [સને ૧૯૧૮.

નોછાવર ૦-૬-૦.

પ્રસિદ્ધ કર્ત્તા—શેઠ રામદાસ કપુરચંદ.
ઠેકાણું—મુલજી જેઠા મારકીટ, સંચાગલી, મુંબઈ.
પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ. [૭૧×૭૪.
ઠેકાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી–મુંબઈ.

ॐ

# અર્પણ પત્રિકા.

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ मनुः



શ્રી વિરાટ્વદન, ઈશ્વરતનૂ, વસુંધરાના દેવ,
વર્ણત્રયનેતા, દીર્ઘતપસ્વી, મહાયોગી,
જ્ઞાની અને બ્રહ્મનિષ્ઠ ઋષિ-
મુનિનાં સંતાનોના
ચરણ કમળમાં
અર્પણ.

લી૦ ધર્મજીજ્ઞાસુ.

સંવત્ ૧૯૭૪ } મુંબઈ.
ઉત્તરાયણ.

# પ્રસ્તાવના.

—:o:—

[૧]પ્રકાશ પડતાં થાય છે, [૨]અંધકાર સૌ દૂર;
તે માટે આ બાવની, વાંચો તમે જરૂર.
[૩]અભ્યુદયની આશથી, [૪]વર્તન પ્રેમે થાય;
તે માટે આ બાવની, તમ કરમાં સોંપાય.
પુસ્તક ન્હાનકડું રચ્યું, જેમાં સાર [૫]અનંત;
તે માટે આ બાવની, વાંચો રાખી ખંત.
[૬]ક્રિયા કરે છે બાવની, [૭]અંતકાળમાં જેમ;
તે માટે આ બાવની, કલિ [૮]અંતે છે એમ.
[૯]દશ ઇંદ્રિય, [૧૦]ષટ્કર્મને, [૧૧]ગુણબત્રીશ [૧૨]દેહચાર;
તે માટે આ બાવની, નામ ધર્યું નિર્ધાર.
હંસરાજ તો હૃદયમાં, ઈચ્છે છે કલ્યાણ;
તે માટે આ બાવની, પ્રગટી છે સપ્રમાણ.

---

૧ અજવાળું. ૨ અજ્ઞાન. ૩ ચ્હડતિ દશા. ૪ તે પ્રમાણે. ૫ ઘણો. ૬ દશા એકાદશા શ્રાદ્ધ. ૭ મરણ પછીનો વખત. ૮ છેવટ. ૯ પાંચ જ્ઞાનેંદ્રિય (આંખ, કાન, નાક, ત્વચા અને જીભ). ૫ કર્મેંદ્રિય ( વાચા, હાથ, પગ, ગુદા ને ઉપસ્થ (લિંગ). ૧૦ સ્નાન, સંધ્યા, જપ, હોમ, સ્વાધ્યાય, દેવપૂજા ને અતિથિ સત્કાર વિગેરે. ૧૧ ઋક્, યજુ, સામ ને અથર્વ, ( એ ચાર વેદ ) આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વ ને તંત્રો ( એ ચાર ઉપવેદ) શિક્ષા, વ્યાકરણ, કલ્પ, નિરૂકત, જ્યોતિષ ને છંદ (એ છ અંગો) મીમાંસા, તર્ક, સાંખ્ય, વેદાન્ત, યોગ ( એ ષડ્દર્શન) ઇતિહાસ, પુરાણ સ્મૃતિ, નાસ્તિકમત, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, કાવ્યો, દેશભાષા, સુભાષિત યવનમત અને દેશ પ્રચલિત ધર્મ ). ૧૨ સ્થુળ, સુક્ષ્મ, કારણ ને મહાકારણ.

## મહાપુરુષ વચન.

शतं विहाय भोक्तव्यं, सहस्रं स्नानमाचरेत् ।
लक्षं विहाय दातव्यं कोटिं त्यक्त्वा हरिं भजेत् ॥

જે ભૂદેવોના નામથી ઓળખાતા અને જેમના પ્રત્યે આખું જગત્ પૂજ્યભાવના રાખી પૂજન અને વંદન કરવાને હકદાર ગણાતા શ્રેષ્ઠ ઋષિમુનિનાં સંતાનોમાંનો ઘણો ભાગ અધોગતિને પ્રાપ્ત થએલ દૃષ્ટિગોચર થતાં મહા તિક્ષણ વિચારોના ઉભરાતા હૃદયવડે કરી આભાસ થએલાં થોડાં વચનોનો સંગ્રહ આ પુસ્તકમાં કરવામાં આવેલ છે. અને તેવાં કારણો સત્યજ છે. એટલા માટે કદી દ્વિજ બન્ધુઓ અનુકરણ કરી વર્તન કરશે તો નક્કી અભ્યુદયનો કાંઠો દૂર નથી, એમ અંતઃકરણ કબુલ થતાં પ્રકાશમાં મૂકી કૃતાર્થ થવા શ્રીયુત્ શેઠ રામદાસ કપુરચંદ તરફથી આશ્રય મળતાં ધારેલા વિચારોને પાર પાડવા ભાગ્યશાળી થયો છું. તો મારા સ્નેહી બન્ધુઓ કાંઇક પણ પ્રયત્નવડે વર્તન કરી, રોકેલા વખતનો બદલો વાળી ભારતી બન્ધુઓનું ભવિષ્ય ઉંચઃશ્રેણી ઉપર લાવશો. આટલી આશા સાથે વિરમું છું.

નમ્ર યાચના—ભુલચુક માટે રૂબરૂમાં મળવું. અથવા એક પૈસાનું કાર્ડ લખી સૂચના આપનાર બન્ધુઓનો ઉપકાર માનીશું. કારણકે ભુલ તો પ્રાણી માત્રથી થાય છે.

લી૦ શ્રીગાયત્રીપદ્પ્રકાશક,
જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા
(કાઠીયાવાડ) સ્ટેટ માંગરોલ
મુ. લોઇજ

મુંબઇમાં પત્ર વ્યવહાર
પંડીત નારાયણ મુલજી
બુકસેલર ઝવેરબાગ
નં. ૩૪૭ કાલબાદેવી રોડ.



# ધર્મ પ્રકાશ બાવની.

## મંગલાચરણ.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु, गुरुर्देवो महेश्वरः।**
**गुरुःसाक्षात् परंब्रह्म, तस्मै श्रीगुरवेनमः॥**

(૧) દ્વિજવર્ણમાં પુત્ર જન્મ થતાં દેવતાએ ખુશી થાય છે કારણ કે જે વેદ મંત્રોથી અમે ઉત્પન્ન થએલા છીએ તે મંત્રોનું વિધિવિધાન જાણી અમોને સ્હાય કરશે. તેજ દ્વિજપુત્રો અત્યારે કેટલોક ભાગ અનધ્યાયી થતાં, ધર્મ-કર્મથી પચ્છાત રહી ફક્ત નામધારી થઇને એશઆરામમાં લોભાઇ ઘણો ભાગ કર્મહિન હોવાથી અધોગતિને પ્રાપ્ત થયા છીએ. માટે **अकृत्वा वैदिकं नित्य प्रत्यवायी भवेन्नरः।** એટલે નિત્યનાં વૈદિક કર્મો નહિ કરવાથી દ્વિજ પાપરૂપ દોષને પામે છે એવું શ્રુતિવાકય લક્ષમાં લઈ હરહમેશ વેદોક્ત કર્મ કરવામાં પ્રેમ રાખવો જોઈએ.

(૨) યજ્ઞોપવીત સંસ્કાર તે શું છે ? તેનાથી અજાણ હોવાથી તેના નિયમોનું પરિપાલન ન થતાં અધો૦ માટે **जन्मना जायते शुद्ध (शुद्र) संस्कारो द्विजउच्यते। वेदाध्ययन यतो विप्रा ब्रह्म जानन्ति ब्राह्मणाः॥** એટલે જન્મથી જેનું બીજ

શુદ્ધ ગણાતાં એવા દ્વિજવર્ણમાં જન્મ થયા પછીથી સંસ્કાર ન થયો હોય ત્યાં સુધી કર્મમાં અનધિકારી છે. કારણ કે માયાને તેનાં કાર્યો અધર્મજ પ્રવર્તાવનારાં છે. જેથી મોક્ષ સાધનાર્થે દ્વિજજન્મની જરૂર પડે છે. અને સંસ્કાર એટલે "અનુદ્ભૂત દશામાં રહેલી શક્તિ"નું ભાન કરાવવામાં આવે છે ને તે પ્રમાણે વર્તન રાખવાથી મોક્ષજ પમાય છે તેમ વેદ ભણવાથી વિપ્ર તથા બ્રહ્મને જાણવાથી બ્રાહ્મણ ગણાય છે.

( ૩ ) બ્રહ્મચર્યથી જે લાભો મળતા હતા તે હાલ બ્રહ્મચર્ય નહિ પળાતાં અધો૦ માટે **ब्रह्मचर्यं प्रतिष्ठायां वीर्यं लाभः** એટલે બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થવાથી તે માણસનું પ્રતિઘાત રહિત જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિરૂપ વીર્યવૃદ્ધિને પામે છે.

( ૪ ) જે વીર્યનું પ્રાણાંતપર્યંત રક્ષણ કરતા તેજ ઉત્તમ વીર્યને ગમે તે જાતમાં ભોગ આપતાં અધો૦ માટે **वीर्यलाभः** એટલે વીર્યનો લાભ અથવા પ્રાપ્તિ. વીર્યનો સામાન્ય અર્થ ઐશ્વર્ય અથવા બળ છે. જેથી એવા પવિત્ર ઐશ્વર્યનો દુરૂપયોગ કરી ભ્રષ્ટ થવું અને શરીરબળ તજી નિર્બળ બનવું એ અયોગ્ય છે.

( ૫ ) જે નેત્રમાં **सर्वं खल्विदं ब्रह्म** ભાસતું તેજ નેત્ર મોહાંધ થતાં અને વિષયાનુરાગી થતાં અધો૦ માટે **ब्रह्मदृष्टि रुत्कर्षात्।** એટલે ઈશ્વરબુદ્ધિથી બ્રહ્મનું ધ્યાન કરવું એજ જીંદગીનું સાર્થક છે.

(૬) જે દ્વિજોને સંસ્કાર પ્રાપ્ત થતાં બ્રહ્મપરાયણ થતા તે હાલમાં દ્રવ્યના દાસ થઇ વ્યગ્ર ચિત્તે ભટકતાં અને અધર્મથીજ પૈસો પ્રાપ્ત કરતાં અધો૦ માટે **ब्रह्मविदा प्नोति परम्।** એટલે બ્રહ્મવેત્તા ઉત્કૃષ્ટપદને પામે છે. માટે વ્યવહાર સાથે પરમાર્થ સાધવા લક્ષ રાખવું જોઈએ. ખરૂં છે કે પહેલાં ત્રણે વર્ણ બ્રાહ્મણોને આશ્રય આપતા જેથી બ્રાહ્મણો કર્મકાન્ડી અને ધર્મપરાયણ રહેતા હતા તે હાલ નથી તો પોતાના આત્મશ્રેયાર્થ બનતો ધર્મ પાળવો જોઇએ.

(૭) યજ્ઞોપવીત શું છે? તેનું સ્વરૂપ ન જાણતાં ફક્ત રૂઢીને અનુસરતું કાર્ય કરી અજ્ઞાનથી અથડાતાં કુટાતાં દેખાદેખી કરી અધો૦–માટે **यज्ञोपवीतं परमं पवित्रं०** એટલે બ્રહ્મસૂત્રનો અર્થ કરી સમજવો તથા સમજાવવો કે જે મહાપવિત્ર યજ્ઞવડે ઇચ્છિત ફળ જે મોક્ષ (બ્રહ્મ) તેની સમીપ જવા માટે કરાતાં કર્મો કે જે કર્મવડે કરીને ઇચ્છિત ફળ મળે છે તેટલા માટેજ આ સંસ્કાર છે.

(૮) અનાચાર, તામસ્અન્ન, અશ્રદ્ધા, તામસ્દાન તથા અકર્મથી બુદ્ધિમંદ થતાં અભક્ષ્યાભક્ષથી અધો૦–માટે **यस्य अन्न ततः प्रजाः।** એટલે જેવું અન્ન ખવાય તેવી શરીરમાં થતા વીર્યને પુષ્ટિ મળે છે, અને જેવું વીર્ય હોય તેવીજ પ્રજા ઉત્પન્ન થાય છે. એટલા માટે જેમ બને તેમ શુદ્ધ અને સાત્ત્વિક ખોરાક લેવાની જરૂર છે. દાખલો–દીવો અંધારાને ખાય છે તો સ્યામતા એટલે કાજળ (મેશ)નેજ ઉત્પન્ન કરે છે.

(૯) સજજન પુરૂષો મોટાઇમાં તણાઇ ગર્વિષ્ટ થતાં નાના અને અજ્ઞાની તરફ લક્ષ નહિ આપતાં અધો૦-માટે **वटबीज न्यायः।** એટલે જેમ વડનું બીજ નાનું છે, પરંતુ તેનું વૃક્ષ દરેક વૃક્ષના કરતાં મોટું હોય છે, તેમ ભાઇઓ! નાના તે તમારી નજર આગળ નાના છે. પરંતુ દૈવ (પરમાત્મા)ના ઘર આગળ તો સૌ સરખાજ છે. કેમકે હમેશાં નાનામાંથી મોટું થવાય છે, અને અજ્ઞાનીને જેમ બને તેમ શામ, દામ, ભય અને દંડવડે કરીને પણ સુધારવાની કાળજી રાખવી જોઈએ. અને તેજ નાના તથા અજ્ઞાન જનો કોઈ દિવસ સારાને પાત્ર થશેજ પણ બેદરકારી રાખવાથી આપણો ઉદય કોઈ કાળે પણ થશે નહિ તેથી તેને હિમ્મત આપી અજ્ઞાનતા ભરેલાં વાકયો સહન કરતાં શીખવું જોઈએ.

(૧૦) કુપાત્ર સેવા ને કીર્ત્તિદાન દેવાથી તેમજ નીચને આશ્રય મળતાં ને પાત્રની પરિક્ષા ન થતાં અધો૦-માટે **पात्रे त्यागः।** એ ગીતા વાકય પ્રમાણે સારા ક્ષેત્રમાં બીજ વાવવું ને સુપાત્ર તથા યોગ્ય બ્રાહ્મણને દાન આપવું. કારણ કે સારા ક્ષેત્રમાં વાવેલું બીજ અને સુપાત્રને આપેલું દાન નાશ પામતું નથી. જુઓ મનુમહર્ષિએ સ્મૃતિમાં નવ જાતના ધર્મભિક્ષુક કહ્યા છે. તેનાં નામઃ—(૧) વિવાહ કરવાની ઈચ્છાવાળો, (૨) યજ્ઞ કરવાની ઇચ્છાવાળો, (૩) સર્વસ્વ દાન કરી નિર્ધન થએલો, (૪) રસ્તે ચાલનાર મુસાફર તથા જાત્રાની ઈચ્છાવાળો, (૫) વિદ્યાગુરૂને માટે ભીખ માગનારો, (૬-૭) માબાપનું રક્ષણ કરવા ભીખ

માગનારો, (૮) વેદ ભણુવાની ઈચ્છા માટે વસ્ત્ર, દ્રવ્ય, ભોજનને માટે પૈસાની કે મદદની ઈચ્છાવાળો અને (૯) રોગી. એ પ્રમાણે નવ ધર્મ ભિક્ષુકને થોડું આપેલું પણ અનંત પુણ્ય થાય છે. અને અહંકારથી કે અપમાન અથવા લાભેલોભે આપેલું વૃથા જાય છે.

(૧૧) મૂળ વસ્તુને મૂકી ફેશનેબલ (પરદેશી) વસ્તુ ઉપર મોહાંધ થતાં અને તેમાંજ દ્રવ્યની પાયમાલી થતાં અધો૦-માટે **महाजनो येन गतः स पन्थाः।** એટલે આપણા વડીલો જે માર્ગે અનુસરતા તેજ ખરો માર્ગ સમજવો. એટલે કે; સાદો દેશી અને ટકાઉ માલ વાપરવો અને ખોટો ખરચ કરતાં અટકવું.

(૧૨) ગીર્વાણુ ભાષા (વિદ્યા)ને બાજુ મુકી પરદેશી ભાષામાં આનંદ માની હાથમાંનું રત્ન ગુમાવી કાચથી રાચતાં અધો૦-માટે **संस्कृत देवभाषायाम।** એટલે સંસ્કૃત ભાષા દૈવી છે. કારણુ કે દરેક સંસ્કારને બતાવનારી છે. જયારથી આપણે દ્વિજ પુત્રોને યજ્ઞોપવીત ધારણુ થતું કે;- કાશી ભણુવા મોકલતા. ત્યાં પચીસ વર્ષ અભ્યાસ કરીને કર્તવ્યપરાયણુ થઈ સમાવર્તન સંસ્કાર કરી ગુરૂ દક્ષણુા આપી ઘેર આવતા તે હાલ બંધ થતાં બેહાલ દશાને પ્રાપ્ત થયા છીએ. આધુનિક સમયમાં સોળ સંસ્કાર માંહેનો મુખ્ય ભાગ ૧૧મો ચાર વ્રતથી ૧૫મો સમાવર્તન સુધીના સંસ્કારો મુદ્દલ ન પળાતાં જેવાં કે (બ્રહ્મચર્ય, સત્યવચન, સંધ્યાવંદનાદિ ભિક્ષાસહિક કર્મ, વેદાધ્યયન, અને સમાવર્તન ) એ પાંચથી અવશ્ય જે બ્રહ્મત્વના

મહિમાવાળી વિદ્યા તે તો ફક્ત મંડપ (માંડવામાં) આચાર્ય (ગોર) મોંકાણવાળી હોય છે. ગાડરીઆ પ્રવાહની પેઠે બટુકને બડવો વળાવે છે પણ મામો કાંધે ચડાવી પાછો ઘેર લાવે છે એ પ્રમાણે નાટક ભજવે છે પરંતુ ખરો અર્થ સમજીને જો તે પ્રમાણે વર્તન થતું હોય તો આજ આપણી આ દશા કદી પણ હોય નહિ કદાચ સમયને અનુસરી બહાર (પરદેશ) મોકલવા વિચાર ન હોય તો ગામમાં સારા સાક્ષરને ત્યાં પોતે ભણેલ હોય તો ઘેર અથવા કોઇ પાઠશાળામાં દાખલ કરીને ગમે તેમ હજાર કામ ને આવક પડતાં મૂકી સંસ્કૃતનોજ અભ્યાસ દરેક દ્વિજવર્ગે કરવો જોઇએ.

(૧૩) કોઈ બન્ધુની આવક ભાંગી પોતાનોજ સ્વાર્થ સાધવામાં કુશળ થનારાઓમાં ઈર્ષા અને કપટભાવથી અધો૦ માટે **स्वार्थो यस्य परार्थ एव परमो नैकः सतामग्रणीः ।** એટલે કે, પોતાનુંજ પેટ ભરવાને ઉદ્યમે લાગેલા હજારો શુદ્રજનો માલુમ પડશે પણ પારકાનો અર્થ એજ પોતાનો સ્વાર્થ એવું જાણનારા સારા પુરૂષોમાં અગ્રેસર કોઈજ નથી. તો પછી આપણી ચડતિ કેમ થાય ? દાખલો–એક વ્યાસે એક શિષ્યને અભ્યાસ કરાવ્યો. તે પૂર્ણ ભણ્યો પછી એક યજમાનને ત્યાં કથા વાંચવાનો વખત આવ્યો તેથી યજમાને આ નવા વિદ્યાર્થીને વાંચવા આવવાનું આમંત્રણ કર્યું. ત્યારે શિષ્યે જણાવ્યું કે મારૂં પ્રથમનું કાર્ય છે માટે મને બરાબર વાંચતા આવડશે નહિ તેથી મારા ગુરૂજીને કહો. છતાં યજમાને જણાવ્યું કે કોઈ પણ

શીખીને જનમતો નથી માટે વાંચતાં વાંચતાં આવડશે તેથી જેવું આવડે તેવું પણ તેમજ આપણે ત્યાં પધારશો. એટલે તે વિદ્યાર્થી વાંચવા બેઠા અને ગુરૂને ખબર પડયા. ગુરૂ તે વખતે કાંઈ પણ બોલ્યા નહિ પરંતુ વાંચીને પૂર્ણાહુતિ કરીને ઘેર આવ્યા પછી ગુરૂએ તેને ઠપકો આપ્યો કે; મેં ભણાવ્યો તોજ તું મારા આડો પડયો નાં? તેમ મારી આવકને ધકકો માર્યો! માટે જા તારી વિદ્યા નિષ્ફળ થશે. આવી અદેખાઇ કરનાર કઈ રીતે ઉત્તમ દશામાં આવે? માટે જેના નશીબનું હશે તે ખાશે. આવી રીતે ઐકયતા વાપરી સંપસંપીનેચાલી વિદ્યાવૃદ્ધિ કરવી તોજ આપણો ઉદય થશે અને સર્વ રીતે ભૂદેવના પદને શોભાવશું.

(૧૪) આચાર્યોનું ધર્મશિક્ષણ થોડું હોવાથી અને માબાપોની કેળવણી ઓછી હોવાથીજ અધો० માટે **सकल्पं सरहस्यंच तमाचार्यं प्रचक्षते ॥** એટલે જનોઈ દઇને જે બ્રાહ્મણ પોતાના શિષ્યને કલ્પ એટલે યજ્ઞવિદ્યા સહિત અને રહસ્ય એટલે ઉપનિષદ્ સહિત વેદ ભણાવે તેનેજ આચાર્ય કહેવામાં આવે છે. પરંતુ હાલમાં નામધારી આચાર્યનો તો પારજ રહ્યો નથી ને બળાત્કારે લાકડું પેસાડી ભોળાં અભણ બ્રાહ્મણોને એમ સમજાવે કે જનોઇ આપે તે આચાર્ય કહેવાય. અને જે અભણ એટલે કે; સંસ્કૃતના સંસ્કારથી અજાણ દ્વિજવર્ણ માબાપો પણ એવા હાજીહા ભણનાર બ્રાહ્મણોને આચાર્ય ઠોકી બેસારે છે. અને તેવા કૃતઘ્ન આચાર્યો પણ ફુલાઈ જેમ આવે તેમ કુટીમારી

ઘર ભરવાની વાત કરે અને ધર્મવૃદ્ધિ તો સ્વપ્ને પણ નહિ એ આપણો ઉદય કેમ થાય?

(૧૫) જાતિ અભિમાન જતાં ખરાબ સોબતથી અશ્રદ્ધાળુ બની પૂર્વજોની રીતભાતનો તિરસ્કાર કરવાથી તેમ પોતપોતાની બુદ્ધિ અનુસાર વર્તવાથી અને વગરવિચાર્યે દેખાદેખીનાં કાર્ય કરવાથી તેમજ સંપને ઐક્યતા તુટવાથી આજ અધો૦ માટે **नित्यानित्य वस्तु विवेकः।** એટલે કે નિત્ય વસ્તુ એક બ્રહ્મજ છે. તે માટે દ્વિજની સંજ્ઞા મેળવાય છે. એટલે બીજો જન્મ ફક્ત માયા ને તેનાં આવરણોમાંથી મુક્ત થઇ બ્રહ્મપરાયણ થવા માટેજ છે. અને તે સિવાય તેનાથી એટલે નિત્ય (બ્રહ્મ) થી ભિન્ન (જુદું) તે અનિત્ય છે એટલે સાર વગરનું છે. માટે દ્વિતીય જન્મનું સાર્થક કરવા શ્રદ્ધાળુ થઇ વેદવિહિત કાર્યો કરવાં એજ ખરો ધર્મ છે.

(૧૬) અન્નથી આપણા પ્રાણ ટકે છે. એવા ઉત્તમ સાક્ષાત્ દેવને નીચે રાખી આપણે તેનાથી ઉંચા આસનપર બેસી જમીએ છીએ. રસોઇ થઇ રહ્યા પછી અતિથિ સત્કાર કરતા નથી, ગાય, શ્વાન કે અગ્નિને ભાગ આપતા નથી, તેમ દેવને પણ નહિ ધરતાં એ અપવિત્ર અન્ન બુદ્ધિબળની અભિવૃદ્ધિ કેમ કરે! તેથી બુદ્ધિમંદ થતાં અને જમતાં જમતાં બોલવાની શાસ્ત્રમાં મના છતાં જમતાં કલેશ, કંકાસ અને નજીવી વાતોચિતો કરી શાસ્ત્રની મર્યાદા ઉલ્લંઘન કરતાં અધો૦ માટે **अन्नब्रह्म रसोविष्णु भोक्तादेवो महेश्वरः।** એટલે અન્ન બ્રહ્મ છે કારણ

ભૂખ્યાને અન્ન મળતાં ઘણોજ આનંદ પ્રાપ્ત થાય છે. અને જાણે નવું જીવન કેમ આવ્યું હોય ! એમ અચેતન થએલો જીવ ચેતનમાં આવી જાય છે. રસ વિષ્ણુ છે. કેમકે ખાધેલા અનાજનો રગેરગ ને નસેનસ રસ પહોંચાડી આ શરીરનું પોષણ કરે છે. અને ખાનાર જીવ મહેશ્વરતુલ્ય છે. કેમકે ન ખાય તો શ્મસાનના અધિપતિ મહેશ્વર પોતાની વિભૂતિમાં વિભૂતિ મેળવી દે છે. તેથી આવા જીવના જીવનરૂપ અન્નદેવનો તિરસ્કાર કરવો નહિં. તેમ વખાણી વખોડીને પણ જમવું નહિ. પરંતુ આપણી શક્તિ પ્રમાણે જે જમવાનું મળે તેને અમૃત ભોજન ગણી પ્રાર્થના કરવી કે:–આ અન્ન અમને નિત્ય પ્રાપ્ત થાઓ, અને અમારા વીર્યની વૃદ્ધિ કરો.

(૧૭) દરેક ગૃહસ્થાશ્રમીને ત્યાં નિત્ય પાંચ પાપ થાય છે. તે મુક્ત થવા દ્વિજોએ હરહમેશ વૈશ્વદેવ કરવા ને અગ્નિનું પૂજન કરવું. તે ન કરવાથી પાપરૂપ દોષને પામી અધો૦ માટે **पञ्चक्लृप्ता महायज्ञा प्रत्यहं गृहमेधिनाम्।** એટલે ઘંટીમાં દળતાં, માર્જની ( સાવરણીથી ) ઝાડું કાઢતાં, ખાંડણીઆમાં ખાંડતાં, ચુલામાં રાંધતાં ને પાણીઆરે પાણી ગાળતાં અથવા પડતર પાણી રહેતાં જીવહિંસા થાય છે. એ પાંચે સ્થાનમાં ( જગ્યાએ ) ન્હાનાં ન્હાનાં જીવોની અજાણતાં હિંસા થવા સંભવ છેજ. માટે "**अहिंसा परमोधर्म**" એ આપણી શ્રુતિ ( વેદ ) પોકારીને કહે છે માટે અજાણમાં થતાં પાપોનું નિવારણ કરવા નિત્ય વૈશ્વદેવ કરવા કે જેમાં–દેવયજ્ઞથી દેવ, ભૂત·

યજ્ઞથી જીવજંત, પિતૃયજ્ઞથી પિતૃ, બ્રહ્મયજ્ઞથી બ્રહ્મા અને મનુષ્યયજ્ઞથી માણસ તૃપ્ત થાય છે જેથી ન્હાનાં પાપોથી મુક્ત થઈ શકાય છે. બીજો અર્થ એમ પણ થાય છે કે,–(૧) **देवयज्ञ** એટલે અગ્નિને હોમ આપવો તે. (૨) **भूतयज्ञ** જીવતા પ્રાણીઓને ખવરાવવું અથવા બલી આપવો તે (૩) **पितृयज्ञ** એટલે અન્ન વડે અથવા ઉદક (પાણી) વડે તર્પણ કરવું તે (૪) **ब्रह्मयज्ञ** એટલે અધ્યાપન નામ વેદ ભણવો તથા ભણાવવો તે (૫) **मनुष्ययज्ञ** એટલે જમવા ટાણે ભૂખ્યો કોઈ પણ અતિથિ એટલે માણસ અજાણ્યો હોય ને અકસ્માત ખાવા માટે કે રાત્રિ નિવાસ કરવા માટે આવે તેનો સત્કાર એટલે સેવા ચાકરી કરવી તે પ્રમાણે પણ થઈ શકે છે.

(૧૮) દેવોનું પૂજન કરતી વખતે કયા દેવનો કયા મંત્રથી કઈ વિધિનો કયો મંત્ર વિનિયોગ છે તે ન જાણતાં તે દેવોની મંત્રો વગરની પૂજા થતાં ને ખરી પૂજા ન આવડતાં અધો૦ માટે **मंत्राधिनंच देवता** એટલે દેવો ફક્ત એ મંત્રોનેજ આધિન છે. તેથી વિધિવગર કરેલી પૂજા નિષ્ફળ જાય છે. અને તે કરેલાં કૃત્યનું કોઈપણ ફળ મળતું નથી. આપણા શાસ્ત્રમાં પંચદેવ પૂજનનું વર્ણન કરેલું છે. તેનાં નામ **आदित्य** (૧) સૂર્ય **गणनाथ** (૨) ગણપતિ **देवी** (૩) શક્તિ **रुद्र** (૪) શંકર અને **केशव** (૫) વિષ્ણુ એ પ્રમાણે પાંચ દેવનું સ્થાપન કરી જે ઇષ્ટદેવ હોય તેને વચ્ચે સ્થાપી ( જુવો આન્હિક સૂત્રાવલી દેવ પૂજા ) ક્રમ પ્રમાણે ચાર દિશાએ બીજા દેવને સ્થાપવા.

(૧૯) દૃષ્ટિદોષથી ન્હાનાને ન્હાનો ગણી તથા સાદાઇથી રહેનાર વિદ્વાનને ગાંડો ગણીને કાઢી નાંખવાથી તેમ મ્હોટા ને મૂર્ખ હોય તો પણ માન આપવાથી વગર વિચાર્યા કાર્યો કરતાં અધો૦ માટે **एकेसत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये ॥** એટલે જે સ્વાર્થ છોડીને પરોપકાર ( પારકાનું ભલું ) કરે છે. તેજ સત્પુરૂષ કહેવાય છે. એટલા માટે સમદર્શી થઇ બીજાનાં વખાણ એટલે આબરૂ વધારતાં શીખો. જે સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે પરોપકાર કરનાર મધ્યમ પુરૂષ કહેવાય છે. જે સ્વાર્થ માટે બીજાનાં કલ્યાણનો નાશ કરે છે તે મનુષ્યમાં રાક્ષસ સમાન છે અર્થાત્ અધમ છે. અને જે વૃથા બીજાના કલ્યાણનો નાશ કરે છે તે કોણ છે એ અમે જાણતા નથી. અર્થાત તેઓ અતિનિંદ્ય છે એ ભર્તૃહરિનું વચન લક્ષમાં લઇ એવી ઈર્ષા તજવાની ખાસ જરૂર છે.

(૨૦) સ્ત્રીઓને મોઢે ચ્હડાવી તેના આધિન થતાં તેમજ ભવિષ્યની પ્રજાની તથા સ્ત્રીઓની કેળવણીની બેદરકારી રાખતાં અને સ્ત્રીઓને તેમજ બાળકોને કુસોબતે ચ્હડયાની ખબર પડયા છતાં નહિ અટકાવવાથી ને ધર્મનું શિક્ષણ નહિ આપવાથી અધો૦ માટે **इष्टं धर्मेण योजयेत् ॥** એટલે જેના ઉપર ઘરનો તમામ આધાર છે, એવાં પુત્ર, પુત્રી કે સ્ત્રી એજ ઇષ્ટનામ વાંચ્છિત આપવાવાળાં પ્રીય સાધન છે તેથી સત્ય અને ધર્મને માર્ગ ચ્હડાવવાં. જેથી કુળ શોભી નિકળે અને કીર્ત્તિ વધે.

(૨૧) વૃદ્ધ વચનોનો તિરસ્કાર કરી તેને મૂર્ખમાં ગણતાં, અને સાહસ કર્મો કરતાં જ્યારે "ઠોકર વાગે આંખ ઉઘડે" એવા વર્તનથી પણ અધો૦ માટે **वृद्धवचनो न उल्लंघयेत् ॥** એટલે વૃદ્ધ જેવાં કે;-વયોવૃદ્ધ, વિદ્યાવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ વિગેરે વૃદ્ધ એટલે અનુભવી કહેવાય છે અને તેનાં વચનો સિદ્ધજ હોય છે. માટે કડવાં પણ હિતકારી વચનોનું કોઈ દિવસ ઉલ્લંઘન કરવુંજ નહિં તોજ સુખી થવાય છે.

(૨૨) પોતપોતાના કુળગોત્રજના જુના રિવાજો તજવાથી, અને ઘરમાં બચ્ચાંઓને તેમજ આવતી વહુઓને પાસે બેસાડી શાન્તિથી વાતચિત કરી કુળાચાર, ગ્રામાચાર, દેશાચાર, ધર્માચાર વિગેરે આચાર વિચાર ન સમજાવતાં અધો૦ માટે **तस्यज्ञान मुपदेशः ।** એટલે ઉપદેશ વડેજ તેઓને જ્ઞાન આપવું એ શ્રુતિવાકય લક્ષમાં લેવું.

(૨૩) સ્ત્રીઓ સ્વતંત્ર ને સ્વચ્છંદી થતાં હસ્તનું પુરાતન કંકણ (ચુડો) અથવા દાંતનાં બલોયાં તજવાથી ને કાચની બંગડી પહેરતાં પવિત્ર હાથને પરપુરૂષોનો સ્પર્શ થતાં પાપરૂપ દોષને પામી અધો૦ માટે " **गृभ्णामि ते सौभगत्वायहस्तम् ॥** એટલે વર કહે છે કે દેવોએ ગાર્હપત્ય અગ્નિની સેવા કરવા માટે તને અર્પણ કરી છે. એટલે મારે સ્વાધિન આપી. માટે હું ધર્મકર્મનાં સુખ ભોગવવા સારૂ તારા પાણિ (જમણા હાથ) ને ગ્રહણ કરૂં છું" આ પ્રમાણે કન્યાદાન વખતે વેદવચન પ્રમાણે બંધાઈ જે હાથ હાથમાં લઈ તેનું જીવન પર્યંત પાલન કરવામાં આવે છે. તેજ હાથ આપણી નજરે દેખીએ

એમ પરપુરૂષના હાથમાં જાય તે કેટલું ખોટું ! માટે પૂર્વના રિવાજ પ્રમાણે વર્તન રાખી ચાલવું જોઇએ.

(૨૪) ઉઠતાં પ્રભુનું સ્મરણ નહિ, ચાલતાં ચાલતાં દંતધાવન (દાતણ) કરવું. તે પણ બહુજ પાતળું અથવા ટુંકું તેને ચાવીચાવીને ચાર આંગળ રહે ત્યારે ફેંકી દેવું. અથવા તો બ્રસ (પાઉડર) થી દાંત ઘસવા તે શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી લક્ષમાં ન લેતાં દેખાદેખીથી અનાચારે વર્તતાં અધો૦ માટે **आचारः परमो (प्रथमो) धर्म ॥** એટલે આચાર એજ શ્રેષ્ઠ ધર્મ છે. કેમકે આચારથી આયુષ્ય વધે છે. શુદ્ધ આચારથી લક્ષ્મિ વાસ કરે છે. અને શુદ્ધ આચારથી એટલે ચોખ્ખાઇથી જીવ આનંદમાં રહે છે. નવાનવા ને સારા વિચારો છુટે છે. શરીરમાં નવું બળ આવે છે. લોકોમાં કીર્ત્તિ વધે છે. અને શરીર તંદુરસ્ત રહે છે. એવા અનેક ગુણો શુદ્ધ આચારમાં વસેલા છે.

(૨૫) બ્રાહ્મણોની નિંદા, અપમાન, દાસત્વ અને અનાશ્રયથી પણ અધો૦ માટે **ब्राह्मणो मामकी तनुः ।** એ ગીતા વાકયમાં **શ્રીમુખે અર્જુનને** કહ્યું છે તે વચન બરાબર લક્ષમાં રાખવું કેમકે આ પૃથ્વીમાં બ્રાહ્મણોજ સાક્ષાત્ ધર્મની મૂર્ત્તિ છે અને જગતનો ઉદ્ધાર પણ તેનેજ હાથ છે. કારણ મરણમાં, પરણમાં ને શરણમાં "અગ્રેઅગ્રે વિપ્ર" કહેવાય છે. દેવને હવ્ય અને પિતૃને કવ્ય પહોંચાડનારા દેવ તેજ છે. કારણ જે મંત્રોવડે કરીને દેવો પણ જેને આધિન છે એવા ભૂદેવને પૂજ્યભાવથી જોવા

પણ કદીએ હલકી ભાવના લાવવી નહિં. વિદ્વાન કે અભણ હોય તોપણ પ્રભુતુલ્ય ગણીને હમેશાં નમસ્કાર કરવા ને પ્રણામ કરી આશિર્વાદ મેળવતા રહેવું એજ ખરો ધર્મ છે.

(૨૬) અધર્મને ધર્મ ગણી, પૈસાનેજ પરમેશ્વર ગણી, વિષના કીડા જેમ વિષમાં જીવે છે તેમ તે પ્રમાણે વર્તવાથી અધો૦ માટે **पुण्यो वै पुण्येन कर्मणा भवति पापः पापेन ॥** એટલે પુણ્ય કર્મવડે પુણ્યાત્મા થાય છે અને પાપ કર્મવડે પાપાત્મા થાય છે એમ શ્રુતિ પણ કથન કરે છે. તેથી જેમ જમવા માટે એક કલાક કે અરધા કલાકનો વખત નક્કી કરેલ હોય છે તેમ પ્રભુસ્મરણ (નિત્યકર્મ) માટે તેટલોજ વખત ચોક્કસ નિમાય તોપણ ઘણું પુણ્ય પ્રાપ્ત થાય. પણ એવો વિશ્વાસ ન રાખતાં કર્મને ખોટું માની એશઆરામમાંજ વખત ગુમાવનાર કોઈ પણ કાળે ઉંચ:શ્રેણી ઉપર ચ્હડતો નથી ને સુખી થતો નથી.

(૨૭) કીર્ત્તિદાન, સેવાદાન ને કુપાત્રદાન દેવાથી તેમજ સાચું કર્મ જોવા છતાં વગર માગ્યે આશ્રય ન આપવાથી પણ અધો૦ માટે **दातव्यं मिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥** એ ગીતાવાકયમાં શ્રીમુખે જણાવ્યું છે કે;—દાન આપવું તો પાત્રનેજ આપવું અને તેજ ઉત્તમ દાન કહેવાય છે (જુઓ કલમ ૧૦મી) પરંતુ ફળની આશા રાખીને આપેલું દાન રેતીમાં ઘી રેડી પાછું મળવાની આશા જેવું છે. જેમ વરસાદ વરસે છે ત્યારે તે દરેક ઠેકાણે સરખો પડે છે. પણ સારા ક્ષેત્રમાં પડવાથી અનાજ ઉત્પન્ન થાય છે.

હલકા કાંકરાવાળા કે ક્ષાર ( ખાર )વાળા ક્ષેત્રમાં પડવાથી, રેતીમાં પડવાથી, સમુદ્રમાં પડવાથી નકામો જાય છે. અને સમુદ્રની **સીપ** ( એક માછલી )ના મ્હોમાં પડતાં છાંટે છાંટે ઘણાં અમૂલ્ય ( સાચાં ) મોતી ઉત્પન્ન થાય છે એટલા માટેજ પાત્રેદાન શ્રેયકારી થાય છે.

૨૮) ધર્મગુરૂઓના અભાવે ધર્મને ધક્કો લાગતાં અને પરધર્મને ધર્મ સમજી સમજણ વગર પોતાનો ધર્મ મૂકી દઇ પ્રવેશ કરતાં અધો૦ માટે **श्रेयान् स्वधर्मो परधर्मो भयावह:** ॥ એ શ્રીપ્રભુમુખે કહેલું ગીતા વાકયનું શાસ્ત્ર પ્રમાણ લઇ પોતાનો હલકો ધર્મ હોય તો પણ તે કલ્યાણ કર્ત્તાજ છે. અને બીજાનો ઉત્તમ ધર્મ હોય તોપણ પોતાને હાનિકર્ત્તા છે. માટે વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ધર્મ અવશ્ય પાળવો તેની વિગત:—

જેને વિષે સત્ય, દાન, અદ્રોહ, અક્રૂરતા, લજ્જા, દયા તથા ઇંદ્રિયનિગ્રહ દેખાતાં હોય તેને બ્રાહ્મણ કહેલો છે. ને તેનું દૈવત શંભુ (શંકર) છે કારણ કે જેમ બ્રાહ્મણો વર્ણમાં શ્રેષ્ટ પદવી ઉપર હોવાથી મ્હોટા કહેવાય છે તેમ દેવોમાં મહાદેવ (શંકર) મ્હોટા દેવ છે. વૈદિક (વેદોકત) કર્મ કરનારને ભસ્મ, ત્રિપુંડ ધારણ કરવા પડે છે. તેમ શંકરનું ચિન્હ ભસ્મ ત્રિપુંડ વડે ઓળખાય છે. તેથી એ પ્રમાણે ગુણકર્મ વડે કરીને બ્રાહ્મણ કહેવાય છે. માટે બ્રાહ્મણે કદી પણ ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્રનું કર્મ કરવુંજ નહિ.

જે યુદ્ધકર્મ કરનાર, યુદ્ધવિદ્યા શીખેલો, દાન આપવામાં તથા પ્રજા પાસેથી તેના રક્ષણ બદલ પોતાનો હક લેવામાં પ્રીતિવાળો હોય તેને ક્ષત્રિય કહેલ છે. તેનું દૈવત વિષ્ણુ છે. કારણ કે જેમ વિષ્ણુ દશ અવતાર ધારી દુષ્ટોનો નાશ ( સંહાર ) કરે છે અને ભકતોને વરદાન (ઇચ્છિત) આપી રક્ષણ કરે છે. તેમ ક્ષત્રિય પણ દુષ્ટને દંડ આપી પ્રજાનું રક્ષણ કરનાર હોવાથી કલ્યાણ કરનાર છે. તેમ વિષ્ણુ પણ સુખ સંપત્તિ આપી કલ્યાણ કર્ત્તાજ છે. માટે એ ગુણ કર્મ વડે કરી ક્ષત્રિય કહેવાય છે. તેથી ક્ષત્રિએ કદીપણ બ્રહ્મણ, વૈસ્ય કે શુદ્રનું કર્મ કરવુંજ નહિ.

જે વેપારી પશુ પાળનાર, ખેતીથી નીપજ કરવામાં પ્રીતિવાળો, પવિત્ર તથા વિદ્યાભ્યાસ કરેલો હોય તે વૈશ્ય કહેવાય છે. અને તેનું દૈવત બ્રહ્મા (બ્રાહ્મણો) જ છે. જેમ બ્રહ્મા સૃષ્ટિને સૃજે છે. તેમ બ્રાહ્મણો પણ બ્રહ્માએ રચેલા વેદમંત્ર વડે કરી સૃષ્ટિ રચે છે. એટલે કે ષોડસ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણજ છે. તેમ દેવોમાં આવાહન વિસર્જન કરાવનાર પણ તેજ છે. તેથી વૈસ્ય તેને પ્રભુ તુલ્ય ગણે, તેનું પાલણ પોષણ કરે, કારણ કે જન્મથી મરણ પર્યંત તેનુંજ કામ પડે છે. બ્રહ્મા જે સૃષ્ટિ રચે છે તેને વૈસ્ય ખેતી કરી અનાજ વડે જીવતી રાખે છે. લક્ષ્મીની લેવડ દેવડ, વ્યાજ વટંતર, ખેતી, પાલન કરે એવા ગુણ કર્મ વડે વૈશ્ય કહેલો છે. માટે વૈસ્યે કદી પણ બ્રાહ્મણ, ક્ષત્રિય કે શુદ્રનાં કર્મ કરવાંજ નહિ.

જે અભક્ષ્યનું પણ ભક્ષ્ય કરવામાં પ્રીતિમાન, નિરંતર બધું કામ કરનાર, અપવિત્ર, મૂર્ખ તથા આચાર વગરનો હોય તેને શુદ્ર કહેલો છે. ને તેનું દૈવત ગણપતિ છે. કારણુ કે ગણુપતિ દરેક વિઘ્નને નાશ કરે છે. તેમ શુદ્ર વર્ગ પણુ મહેનત વાળું કાર્ય કરીને થતી અડચણોને દૂર કરે છે. જેમ ત્રણે વર્ણુ દ્વિજ વર્ણના હોવાથી વેઠ મજુરી કરવાને યોગ્ય નથીજ એટલે એવા ગુણુ કર્મ વડે કરી શુદ્ર કહેલો છે. માટે તેણે બ્રાહ્મણુ, ક્ષત્રિય કે વૈશ્યનાં કર્મ કરવાંજ નહિ પણુ પ્રથમથી નિમાએલા વર્ણાશ્રમ ધર્મ પ્રમાણે ધર્મકર્મનું આચારણુ કરવું જોઇએ.

ચાલુ સમયમાં બ્રાહ્મણો તેમ દ્વિજવર્ણ વેદસનાતન ધર્મ પડતો મૂકી વર્ણાશ્રમ ધર્મથી વિમુખ થઇ પટા બાંધે છે. વેપાર કરે છે. (મજુરી) નોકરી કરે છે. અને છેવટ હોટલનાં એઠાં વાસણો માંજવામાં કે ધોબીનો ધંધો જેને ઇંગ્રેજીમાં ( Washing Co. ) કહે છે તથા મોચીના ચામડાના વેપાર અને યવનોની નોકરી વિગેરે વિગેરે હલકાં કામો કરતાં જરા પણુ અચકાતા નથી. છેક એટલું પણુ કહેવું પડે છે કે કોટ, પાટલુન કાળી ટોપીને બાબરી તથા શુન્ય કપાળ વડે ઓળખાતા પણુ નથી કે જાતે કોણુ છે ? એવા કેટલાક તો ઇરાનીની હોટલોમાં જઇ અભક્ષ્યા ભક્ષ કરી ભ્રષ્ટ થઇ જ્ઞાતિ ભોજનમાં ભાગ લઇ જ્ઞાતિને પણ ભ્રષ્ટ કરે છે. એ જ્ઞાતિને ઉદય કઇ રીતે થાય ? અર્થાત્ થાયજ નહિ.

(૨૯) કેટલાક વિદ્વાનો છતાં જીજ્ઞાસુ વિદ્યાર્થીઓને આશ્રય ન આપતાં દ્વેષ કરી તરછોડી કાઢવાથી વિદ્યાની અભિવૃદ્ધિ ન થતાં અધો૦ માટે **सर्वस्य लोचनं शास्त्रं ।** એટલે અનેક સંશયને ટાળનારૂં તથા પરોક્ષ અર્થને દેખાડનારૂં શાસ્ત્ર સર્વનું નેત્ર છે. માટે તે જેને નથી તે આંખો છતાં આંધળોજ છે. પરંતુ સુભાષિત ગ્રંથમાં લખે છે કે;- અરે! કેવી દિલગિરીની વાત છે કે, ધન મેળવવાની ચપળતાથી અવિસ્પષ્ટ થએલા અને હર્ષને છોડી દેતા ઉત્તમ પુરૂષો પણ મહિને મહિને પગાર લઈને વેદ ભણાવે છે? ઉપાધ્યાય લોકોએ પોતાના શિષ્ય વર્ગોને જો વેદ ભણાવ્યા ન હોત તો આ ભૂમિતળ વેદવાદ વિનાનું અને યજ્ઞ રહિત થઇ જાત. ભર્તૃહરી લખે છે કે;-પૂર્વે વિદ્વત્તા શાન્તિવાળાઓના કલેશ કાપવાને માટે હતી, કાળ જતાં તેજ વિદ્વત્તા પાછી અનુરાગીઓની વિષય સિદ્ધને માટે થઈ રહી અને હાલતો પૃથ્વીપાલોને શાસ્ત્ર વિમુખ જોઈને તેજ વિદ્વત્તા પ્રતિદિવસ નીચે ઉતરતી જાય છે. ઓહો! એ ઓછા દુ:ખની વાત છે!

(૩૦) બ્રાહ્મણોએ તો દરેક યજ્ઞોપવીત ધારણ કરેલા દ્વિજવર્ણને વેદોક્ત કર્મ કરાવવું જોઇએ અને પોતે અહરહ: વેદોક્ત કર્મ કરવામાં ઉત્સાહ રાખવો જોઇએ. તેને બદલે હાલ ચારે વર્ણમાં પુરાણોક્ત કર્મથી કાર્ય કરતાં સંસ્કૃતના સંસ્કારને તિલાંજલી દેવાથી અધો૦ માટે **वैदिकैःकर्मभिः पुण्यै र्निषेकादि द्वि जन्मनाम् ।** એટલે ષોડસ સંસ્કાર માંહેનો અભિપ્રાય શું છે તે ધર્મગુરૂઓના અભાવે સૌ ભૂલી ગયા

છે ( જુઓ દ્વિજોત્સવ નામનું પુસ્તક. છપાય છે. ) તેમ સંસ્કૃત અભ્યાસ છોડવાથી શું જાણી શકાય ? ક્ષત્રિય, વૈસ્યોમાં કેટલાકે જનોઈ રાખી છે. અને ઘણે ભાગે ત્યાગી છે. માટે ત્યાગ કરનારા દ્વિજ બન્ધુઓએ ગમે તે પ્રકારે પ્રાયશ્ચિત્તાદિ વડે કરી પુનઃ પ્રાપ્ત ધારણ કરવી જોઈએ. કેમકે મૂળતો વેદ સનાતનજ છે. અને તેજ મોક્ષનું દ્વાર છે. શુભાશુભ કાર્યમાં જનોઇ પહેર્યા વગર કાંઇ પણ કાર્ય થતું નથી. તેથી સુતરની કે કુંભાનાડા (મોળી) ની જનોઈ બનાવી ખોટા તાંતણા ડોકમાં નાંખવા પડે છે માટે એવા ખોટાં આચરણ ન કરતાં સાચાં કર્મ કરતાં શીખો તોજ પુણ્યની વૃદ્ધિ થઇને તમારો ઉદય થશે, નહિ તો કરેલાં કર્મો સર્વે વૃથા જાય છે એવો વેદ શાસ્ત્રનો મત છે. જેથી નાસ્તિક ન બનતાં ઉત્સાહને ઉમંગ ધરી ફરીવાર યજ્ઞોપવીત સંસ્કાર કરો. અને આચાર્યો એ બાબત પુરતું લક્ષ રાખી દરેકને ધર્મકર્મ સમજાવી વેદોક્ત કર્મો કરાવવાજ મથન કરવું જોઇએ તોજ તમારો ઉદય થશે.

(૩૧) દરેક વર્ણમાં બ્રાહ્મણ સર્વના ગુરૂ (શ્રેષ્ઠ) હોવા છતાં એક પાપી પાશેરના પેટને માટે નમતાં તેમજ પોતાથી હલકા દરજ્જા વાળાને અતિશયોક્તિ ભરેલાં માન આપીને પોતાના સ્વાર્થ પરાયણ થનારા ઘણા બન્ધુઓ પોતાનું મહત્ત્વ ન રાખતાં હલકા વર્ણને નમવાથી અધો૦ માટે **वर्णानां ब्राह्मणो गुरुः ।** એટલે ઉંચ વર્ણ હોવાથી શ્રેષ્ઠ અવતારને લીધે વેદનું પૂર્ણ જ્ઞાન મેળવ્યાથી અને ઉત્તમ

ઉપનયન સંસ્કારને લીધે તમામ વર્ણમાં બ્રાહ્મણ વર્ણ શ્રેષ્ઠ છે. તે શ્રેષ્ઠતા જાળવવા માટે શાસ્ત્રમાં કહેલાં ષટ્કર્મો કરવાં તથા વેદાધ્યયન (સ્વાધ્યાય) કરવું. કારણ કે શ્રુતિમાં બ્રાહ્મણનું મહત્ત્વ જણાવે છે કે;-**यावतींवैं देवतास्ताः सर्वा वेद विदि ब्राह्मणे वसन्तीति ।** એટલે જેટલા દેવતાઓ છે તે સર્વે વેદવેત્તા બ્રાહ્મણોને વિષે વાસ કરે છે. જે વેદશાસ્ત્રનો અભ્યાસ કરતા નથી, તેમ સંસ્કૃત ભણતા નથી, તે નામધારી (દિવાલ-ભીંતના ચિત્ર જેવા) છે. અને તેમનામાં વાસ ન કરતાં તજી દે છે. તેથી શુદ્ર તુલ્યજ શાસ્ત્રમાં કહેલા છે. માટે ભૂદેવ એવું ઉત્તમ પદ મળ્યું છે તેને ન લજાવતાં જાત્યાભિમાન રાખવુંજ જોઇએ.

(૩૨) દેવની સામે ન ચ્હડવું છતાં સામે પગથીએ ચ્હડવાથી; દેવને પીઠ ન દેખાડવી છતાં વાંસો ફેરવીને બેસવાથી; ઉમરદળ ઉપર ગણપતિનું સ્થાન હોવાથી તેની પૂજા કરવાને બદલે તે ઉપર બેસવાથી; દેવ, બ્રાહ્મણ, ગુરૂ પાસે ખાલી હાથે ન જવું છતાં ખાલી હાથે જઇ પ્રણામ કરવાથી તેમ ગાય, બ્રાહ્મણ, દેવ, ગુરૂ, તુલશી, પીપળો વિગેરે જ્યાં જ્યાં પ્રભુની વિભૂતિનાં સ્થાનો છે. ત્યાં ત્યાં પગે ન લાગતાં ને પૂજ્ય ભાવ ન રાખવાથી અધો૦ માટે **दिव्याह्यात्म विभुतयः ।** એટલે દરેક સ્થળે પ્રભુ બિરાજેલાજ છે એવો ભાવ રાખી સર્વને નમીને ચાલવું, હૃદયમાં સદા દયા રાખવી, સ્વશક્તિ અનુસાર દરેકને સહાય થવું, શરણાંગતને આશ્રય આપવો અને આચાર

વિચાર પાળી ધર્માધર્મને ઓળખવા શત્ શાસ્ત્ર સાંભળી સમજી તે પ્રમાણે વર્તન રાખવું.

(૩૩) લોકસાક્ષિ સૂર્ય નારાયણને નમસ્કાર નહિ, પૂજન નહિ, તેમ તેની પૂજ્ય ભાવના પણ ન રાખવાથી અધો૦ માટે **असौवा आदित्यो देवमधु ॥** એટલે દેવો પણ જે આદિત્ય (સૂર્ય) માં મધના જેવી આશા રાખે છે. કારણ કે સૂર્ય પોતાની ગરમી વડે કરી સમુદ્રનું ખારૂ જળ ઉપર ખેંચી તેનાં વાદળાં બનાવી તેને સ્વભાવે મીઠું પાણી કરીને આ પૃથ્વી ઉપર વરસાવે છે. ને તે વરસાદથી અનાજ પાકે છે. જે અનાજ વડે જીવ જીવે છે ને યજ્ઞો માટે હુત દ્રવ્ય ઉત્પન્ન થતાં જે યજ્ઞ વડે દેવો તૃપ્ત થાય છે. માટેજ આદિત્યને મધુ કહેલો છે. તેમ વેદમાં સૂર્યને દેવરૂપ ગણી અનેક સંજ્ઞાઓ આપેલી છે. જેથી, "**असावादित्यो ब्रह्म**" એવું વાકય અહરહઃ કરાતાં નિત્ય નૈમિત્તિક કર્મોમાં સમાવેશ થાય છે કે આદિત્ય એજ બ્રહ્મ છે. માટે તેનો પુરેપુરો અર્થ સમજવો અને સમજાવવો. તે સંસ્કૃત ભણવાથીજ થઇ શકે તેમ છે. અને આ ઉપદેશ દેવાનું કામ આચાર્યોનું છે. કારણ કે વૈદિક જે જે કર્મ થાય છે તે સર્વે સવિતા-સૂર્ય નારાયણ પ્રિત્યર્થે કરવામાં આવે છે.

(૩૪) સાચુ બોલનારના કડવા પણ હિત કરનારાં વચનો સાંભળવા બહેરા થનારા અને વખાણ કરનાર તેમ પોતાની ઇચ્છાનુસાર વર્તનાર જન પ્રત્યે પ્રેમ રાખનાર

બન્ધુઓ તરફથી ખરા ધર્મને આશ્રય ન મળવાથી અધો૦ માટે **अप्रियस्य च पथ्यस्य श्रोतावक्ता च दुर्लभः ॥** એટલે જે વચન સાંભળતાં આપણને સારૂં ન લાગે જેવાં કેઃ- ભાઈ તમે તમારી કમાણીમાંથી દશાંશ ધર્માદા કાઢો, બ્રાહ્મણોને પાળો, ગાયોની સેવા કરો, દેવ મંદિરો ચણાવો, સદાવ્રત આપો, સડકો બંધાવો, જળાશય ખોદાવો, દવાખાનાં, નિશાળો ખોલો વિગેરે વિગેરે ધર્માદાનાં લોકો ઉપયોગી પરોપકારી કાર્ય કરો. એમ બોધ આપનાર કડવોઝેર અને દુષ્મન જેવો લાગે, પરંતુ વખાણ કરનાર શેઠ તમે તો બહુજ સારા છો. તમારા જેવો કોઈ આ દુનિઆમાં નથી ધરમ કરતાં અનેક અનર્થ ને સંકટો વેઠવાં પડે છે તેના કરતાં જો કદી લક્ષ્મી પ્રસન્ન થઇ હોય તો અથવા થાય તો ગાડી ઘોડા, બાગ બગીચા, ઘાટી, નોકર, ભૈયા રાખવા ખુબ ખાવું પીવું ને લહેર ઉડાવવી એજ જીંદગીનું સાર્થક છે. એમ વાત કરતાં ટેકો આપી હાજી શેઠ આપનું કહેવું બરાબર છે તેને મિત્ર ગણી સાથે ફેરવે. જોઈતી વસ્તુ આપીને કે અપાવીને પ્રસન્ન કરે. તે પેલો માણસ પણ વિચાર કરે કે;-દાપું ઠીક હાથમાં આવ્યું છે! ભલેને ભીખ માંગશે તો શેઠ માગશે આપણે શું ? એમ વિચાર કરી શેઠની હાજીહા ભણે પણ ના તો કહેવી નહિ. એવા ફોલી ખાનાર ઘણા લોકો નીકળે પણ સાચું બોલનાર અને તે પ્રમાણે સાંભળનાર બન્ને આ સૃષ્ટિમાં થોડાજ છે, કારણ કે સાચામાં દુઃખ રહેલું છે. કેમકે "કષ્ટ વિના કીર્તિ નથી." માટે કડવાં વચન કહેનાર તેજ

તમારો હિત કરનાર છે એ ચોક્કસ સમજવું. દાખલોઃ- માતા આપણને માંદા પડેલા જોઈ કડવાં ઓસડ પાય છે તે દ્વેષ બુદ્ધિથી નહિ પણ સ્નેહથીજ અને એવાં કડવા ઔષધો આંખો મીચી વિશ્વાસ રાખી ગટગટાવી જઈએ તોજ સુખી થવાય છે.

(૩૫) દેવમંદિરનું નીચું બારણું રાખવાનું શાસ્ત્રમાં કારણ એ છે કે દેવને નમીનેજ અંદર પ્રવેશ કરવો, છતાં કેટલેક સ્થળે રોશની ને ભભકા માટે મ્હોટાં (વિશાળ) બારણાં (દરવાજા) મૂકતાં નમવાની જરૂર પડતી નથી. તેમ શુદ્ધ અંતર પ્રેમ મૂર્ત્તિમાં ન રાખતાં શોભાને રચનામાં પ્રેમ રાખવાથી અધો૦ માટે **देवतानांऽतरभावः।** એટલે દેવોનો તો ખાસ અંતરમાં ભાવ રાખવો જોઈએ. દેવ એટલે રાજા-રાજા જેમ આપણું રક્ષણ સૈન્ય વડે કરે છે તેમ દેવ સદ્દ્વર્તનરૂપ સૈન્ય વડે રક્ષણ કરે છે. રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવા દંડ પણ ખમવો પડે છે તેમ દેવના કુદરતિ નિયમોનું ઉલ્લંઘન કરતાં આધિ, વ્યાધિ, અને ઉપાધિરૂપ ત્રિતાપનાં દુઃખોનો દંડ ભોગવવો પડે છે. માટે તેનાથી ડરીને સત્કર્મ કરવામાં અંતરથી ભાવ (પ્રેમ) રાખવો જોઇએ.

(૩૬) શ્રદ્ધા તુટવાથી પિતૃ તર્પણ તથા પીંડદાન ન કરવાથી, વેદશાસ્ત્રને ખોટાં માનવાથી નાસ્તિકોનો સહવાસ થવાથી શાસ્ત્રના અર્થના અનર્થ થવાથી, ગોર (પુરોહિત) ને તૃણવત્ (ગુલામ) ગણવાથી અધો૦ માટે **श्रद्धानुरेव वैदिकेष्वधिक्रियते ॥** એટલે કે જેને વેદ સનાતન ધર્મ

ઉપર પૂર્ણ શ્રદ્ધા છે તેને માટેજ આ લેખ છે. કોઇ દિવસ બ્રાહ્મણના દીકરા પાસે અથવા બ્રાહ્મણ પાસે કાંઇ પણ કામ કરાવવું નહિ પણ તેને આશ્રય આપવા બનતો પ્રયત્ન કરવો એજ લક્ષ્મીની શોભા છે અને એજ જીવતરને ધન્ય છે. કામ કરાવી ને આપવું તે વૃથ્થા જાય છે. પેટને માટે પૈસાવાળાના દાબમાં દબાઇ તેની ગુલામગીરી કરનારા બ્રાહ્મણો ભટકે છે. તે ફક્ત આશ્રય ન મળવાથીજ પોતાનાં ધર્મ કર્મ પડતાં મૂકી ઉદર ભરે છે. અને એવા અકર્મ કરાવનાર અન્ય ત્રણ વર્ણજ છે તેથી અધોગતિ થઇ છે થાય છે અને હજી થશે. માટે એવા ઢોંગ, ફીતુર કે કાસદું (વૈતરું) કરનાર બ્રાહ્મણોને ઠપકો આપી સત્કર્મ ઉપર ચ્હડવા ચ્હડાવવા માટે આશ્રય આપવો ને તેની દેખરેખ રાખવી તો ઉક્ત કાળે બ્રાહ્મણો સુધરતાં આ ભારતનો ઉદ્ધાર થશેજ થશે.

(૩૭) ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર એ ત્રણે વર્ણે આશ્રિત બ્રાહ્મણોને નિભાવવા તથા તેનું પાલન પોષણ કરવું તે ન થતાં વ્યગ્રચિત્તવાળા બ્રાહ્મણોને ધર્મકર્મ મૂકી દઇને સ્વદેહેથી ગુલામગીરી કરીને આજીવિકા પૂરી કરતાં ધર્મકર્મનો લોપ થવાથી ને તેનું પ્રાયશ્ચિત લાગવાથી પાપે ખવાઇ હલકી સ્થિતિમાં આવતાં ને યજ્ઞ યાગાદિ ક્રિયાઓ બંધ થતાં અનાચારને દુર્ગુણો વધવાથી અધો૦ માટે **ધર્મો રક્ષતિ રક્ષિતઃ ॥** એ શ્રુતિવાક્ય લક્ષમાં લઈ ધર્મનું રક્ષણ કરનારનું ધર્મ રક્ષણ કરે છે. આ સૃષ્ટિમાં અજ્ઞાનરૂપ અંધકારને ટાળી સન્માર્ગ બતાવનાર એક

ધર્મજ છે. ધર્મ વગરનો માણુંસ પશુતુલ્ય ગણાય છે. ધર્મને સંસારનો દીવો કહેલો છે. જેથી દયા, દાન ને દીનતા (નમ્રતા) એજ ધર્મ છે. અને તે પ્રમાણે શાસ્ત્ર શ્રુતિ પણ જણાવે છે. કે, ધર્મ એ સંસાર સમુદ્ર તરવાની નૌકા છે. અને એ ધર્મનો રસ્તો બતાવનાર તથા બનાવનાર બ્રાહ્મણોજ છે. માટે જેમ બને તેમ સુખ દુઃખ વેઠીને પણ બ્રાહ્મણોને ઉંચ દશા ઉપર લાવવાના પ્રયત્નો ચાલુ રાખવા દાન લેવાનો હક બ્રાહ્મ-ણોનોજ છે. તેની વ્હાર કરવાથીજ ધર્મનું રક્ષણ થઈ શકે છે. ને ધર્મ વૃદ્ધિ પણ ત્યારેજ થાય છે.

(૩૮) અતિથિ સત્કાર ન થતાં તેના ઉપર દુષ્ટ વચનોનો માર મારી તેનું મન દુભાવીને તેનો શ્રાપ લેવાથી અધો૦ માટે **धन्यं यशस्व मायूष्यं स्वर्गोवातिथि पूजनम ॥** એટલે ધન, યશ, આયુષ્ય ને સુખ અતિથિના પૂજન વડે વૃદ્ધિ પામી અંતે સ્વર્ગ લોકમાં જવાય છે. આ રિવાજ પરંપરાથી ચાલતો આવે છે. તેથી ન્હાના ન્હાના ગામ-ડાઓમાં આ રીત બહુજ જોવામાં આવે છે. પરંતુ પૈસાવાળા ગૃહસ્થો આ રીતને બીલકુલ સમજતા નથી. પરંતુ જેના ઘરમાંથી અતિથિ નિરાશ થઈને પાછો ચાલ્યો જાય છે તેના પિતૃઓ પંદર વર્ષ સુધી ભોજન કરતા નથી. એવો મહર્ષિ મનુઋષિનો મત છે. અર્થાત્ તેના વંશજોએ આપેલું જે પીંડદાન તેને પણ ગ્રહણ કરતા નથી. અતિથિ જેના ઘરમાંથી નિરાશ થઈને જાય છે, તે પુરૂષ હજાર ઘડા ઘી હોમે, અથવા હજાર-

ભાર કાષ્ટનો હવન કરે તો પણ તેનો હોમ નિષ્ફળ જાય છે. અર્થાત્ અતિથિનો તિરસ્કાર કરનારને હોમ કે સત્કર્મનું કશું પણ ફળ મળતું નથી.

(૩૯) સ્વાર્થનું કામ હોય તો ભુખ, ઉંઘ ને દુઃખ વિગેરે દબાવી શૂરવીર થવું, અને કદી સ્વાર્થનું કામ ન હોય તો ઉંઘ, આળસ, ઈર્ષાને તંદુરસ્ત છતાં દુઃખીનો ઢોંગ કરી વખતને નકામો ગુમાવતાં અધો૦ માટે **क्षणक कणक श्चैव विद्यामर्थं च साधयेत्** ॥ એટલે કે ક્ષણે ક્ષણે કરીને વિદ્યા મેળવવી અને કણે કણે કરીને ધન સંગ્રહ કરવું. ક્ષણને ગુમાવનાર વિદ્યા પ્રાપ્ત કરી શકતો નથી ને કણ ગુમાવનાર દ્રવ્ય કયાંથી મેળવે ?

(૪૦) વખત એ શું ચીજ છે? તે ન સમજતાં વ્યર્થ ગુમાવવો તેમ ઉદ્યમીની નિંદા કરીને હિમ્મત હરાવી પોતાના જેવો બનાવવા મથન કરી આનંદ માનવાથી તથા તેના કાર્યોમાં વિઘ્નો નાંખવાથી અધો૦ માટે **काव्य शास्त्र विनोदेन कालोगच्छति धीमताम्** ॥ એટલે (કાવ્ય) કવિતા વાંચવી તથા બનાવવી તેમ શાસ્ત્રો વાંચવાં તથા બનાવવાં અને વિનોદ એટલે જીવને આનંદ આપે તેવાં દેવપૂજા, **રામાયણ**, **ભાગવત**, **ગીતા** આદિ પુસ્તકોના વાંચન વડે કરીને બુદ્ધિવાળા એટલે જ્ઞાની પુરૂષો તેમ સ્ત્રીઓ વખતને સારા તર્કને આનંદથી ગુજારે છે. પરંતુ મૂર્ખ એટલે અજ્ઞાની મનુષ્યો નિદ્રા, કલેશ અને દ્યુત (જુગાર) વડે કરીને કાળ ગુજારે છે. માટે

સારા બનો અને બચ્ચાંઓને પણ સદાચરણને સત્કર્મ શીખવો.

(૪૧) ખરૂં કર્તવ્ય જે વેદ એટલે સંસ્કૃતને બતાવનાર જે સંસ્કૃત વિદ્યા તેને તિલાંજળી આપવાથી તેમ પોતે નહિ ભણતાં ને બચ્ચાંઓને પણ ન ભણાવતાં અધો૦ માટે **नवेदविन्मनु तेतं ब्रहन्तम्** ॥ એટલે વેદને નહિ જાણનાર બ્રહ્મને જાણતો નથી. મનુષ્ય વર્ગમાં બ્રાહ્મણ સર્વથી શ્રેષ્ઠ ગણાય છે. અને તે બ્રહ્મને જાણે તોજ બ્રાહ્મણ કહી શકાય છે. માટે એ બ્રહ્મને જણાવનાર (ઓળખાવનાર) ફક્ત વેદને ઉપનિષદ્ તથા ષટ્દર્શનાદિ ધર્મ પુસ્તકોજ છે. પરંતુ તે દરેકનું કાર્ય (લેખ) ગીર્વાણ એટલે સંસ્કૃત ભાષામાં હોવાથી પોતાનું જે કર્તવ્યા કર્તવ્યનું કાર્ય તે અભણ હોવાથી જાણી શકતા નથી તેથી ચોરાશીના ફેરામાં તે જીવ ભટકયા કરે છે. કેમકે પાપનું બંધન થતાં વધારે દુઃખ ભોગવવું પડે છે. કારણ એ કે પોતે સંસ્કૃતના સંસ્કારથી અજાણ છતાં બ્રાહ્મણને નામે અન્ય ભોળાં વિશ્વાસુ લોકોને ધૃતિ ખાય છે. અને પોતાની મોટાઇ બતાવી સાચાને ઢાંકી પોતાનો સ્વાર્થ સાધે છે.

(૪૨) પોત પોતાનું ગોત્ર, પ્રવર, વેદ, શાખા, દેવી, શિવ, ગણપતિ, ભૈરવ, સૂર્ય વિગેરે ન જાણતાં તેમજ શત્ શાસ્ત્રનો અભ્યાસ (સ્વાધ્યાય) ન કરતાં તેમ ધર્મમાં પછાત રહેવાથી અધો૦ માટે **श्रुति स्मृति उभौ नेत्रे** ॥ એટલે શ્રુતિ નામ વેદને ઉપનિષદ્ અને સ્મૃતિ નામ

શાસ્ત્રને પુરાણાદિકનો અવશ્ય અભ્યાસ કરવો જેથી પોત પોતાના ધર્મોના માર્ગો દર્પણમાં દેખાતા પ્રતિબિં- બના જેવા ચોખ્ખા જણાઇ આવે છે. માટે કદાચ્ હાલ દેશ, કાળ, પાક, પાત્રાનુંસાર જોતાં વેદવિદ્યાનો પ્રચાર બહુજ ન્યૂન જણાતાં આચાર, વિચાર, વેદ, ધર્મ વિગેરેની શિથિલતા બહુજ જોવામાં આવે છે. માટે જો પ્રસંગને અનુસરી બાળકોને સુધારવા મથન કરશે તો ભવિષ્યની પ્રજા વધારે બળવાન થઇ પૂર્વ પ્રણાલિ- કાને હસ્તક કરીને ભારતનો ઉદ્ધાર કરવા ભાગ્યશાળી થશેજ.

(૪૩) બ્રાહ્મણોના કેટલાક ઘેર તો આસન, ગૌમુખી, ત્રભાણી, પંચપાત્ર, અર્ધીઉં, આચમની, માળા વિગેરે પૂજનનાં સાધનો પણ પૂરાં હોતાં નથી ત્યારે કર્મ તો હોયજ શાનાં? તેમ ધર્મગુરૂઓનો અભાવ એટલે સત્સંગ તો સ્વપ્ને પણ નહિ. અને ઈર્ષા, દ્વેષ, કુથલી, પ્રમાદ દીર્ઘસૂત્રતા વિગેરે આંતર શત્રુઓનું પ્રબળ જોર વધવાથી અધો૦ માટે आचार हीमाः न पुनन्ति वेदाः ॥ એટલે જયાં આચાર વિચાર નથી તે પશુવત્ જીવન પુરૂં કરે છે એમ કહેવાને જરાપણ વાંધો નથી. કેમકે સદાચાર વડે બુદ્ધિ સ્વચ્છ થઇ તત્વજ્ઞાન તરફ વળે છે ને આડો રહેલો દુર્ગુણ રૂપી કાદવ ધોવાઇ જાય છે. માટે સદાચારને સદ્વિચારથીજ સુખી થવાય છે.

(૪૪) કન્યા વિક્રય, ત્રેખડાં, સાટાં કરવાથી તેમ બાળલગ્ન ને વૃદ્ધલગ્ન થતાં ધર્મથી વિરૂદ્ધ વર્તતાં કેટલીક હાનિઓ થાય

છે તે જોતાં છતાં આંખ આડા કાન કરીએ છીએ તેમ આવા ક્રુર રિવાજોથી છતે છોકરે વંશ જાય તે જાણુતા છતાં પણુ આંખો ઉઘાડતા નથી તેમ જ્ઞાતિમાં સંપને ઐકયતા ન હોવાથી વહુ મરે કે તરત વર્ષ પૂરૂં ન થતાં બે માસમાં બીજી કરે એમ શાસ્ત્ર મર્યાદા તોડવાથી દુષ્ટ રિવાજોનું પ્રબળ જોર વધવાથી દરેક રીતે હાનિ ભોગવતાં અધો૦ માટે **विनाश काले विपरीत बुद्धि** ॥ એટલે જયારે માઠી દશા થવાની હોય છે ત્યારે બુદ્ધિ ભ્રષ્ટ થઇ અનેક વિપરીત પરિણુામો આવે છે. સંસારનો આધાર સ્ત્રીજાતિ ઉપર રહેલો છે. તે સૌ જાણે છે. યોગ્ય ઉમ્મરે સ્ત્રી નહિ મળવાથી કેટલાક કુટેવ વડે બળાત્કારે વીર્ય ગુમાવે છે. કેટલાકનું ચિંતામાં ક્ષિણુ થઈ જાય છે. કેટલાક લાજ મર્યાદ મૂકીને છચોક અકર્મ કરે છે. તેમાં પછી જાત કે ભાત જોવાતી નથી. છેવટે પ્રજા નિર્વીર્યને વર્ણુસંકર થઇ કુળની અધોગતિ કરે છે. તેમ દ્રવ્યના લોભે કેટલાક તો કાણો, લુલો, નપુસક વિગેરે ખોડવાળો અથવા મૂર્ખ કે વૃદ્ધ પતી સોંપે છે તેથી બીચારી કન્યા પણુ અનેક પ્રકારે દુઃખી થઇ શ્રાપ આપે છે અને તે શ્રાપ વડે પણુ અધોગતિ થાય છે. ગરીબ સ્થિતિનો જોગ મળતાં સ્ત્રી પણુ કુકર્મ કરે છે. શ્રાદ્ધ, સંવત્સરી વિગેરે પ્રાણીને ભારતવર્ષના નિયમ પ્રમાણે શત્ શાસ્ત્રનું ઉલંઘન કરી કાઢી નાંખવાથી પિતૃશ્રાપમાં રીબાઇ અધોગતિ થાય છે આ પ્રમાણે અનેક કારણોની ઉત્પત્તિ અશ્રદ્ધા ને નિર્દયતાજ છે.

(૪૫) ક્ષત્રિય, વૈશ્યોએ ઘણે ભાગે જનોઈ તજવાથી અને બ્રાહ્મણોએ તથા યજ્ઞોપવીત ધારણ કરનાર દરેકે મ્હોટે ભાગે એક કુંચી બાંધવાનો દોરો ગણી તેનું મહાત્મ્ય ન સમજતાં અધો૦ માટે **संध्या हीनोऽशुचितित्यमनर्हः सर्व कर्मसु** ॥ એટલે યજ્ઞોપવીત સંસ્કાર વડે દ્વિજ કહેવાય છે. અને દ્વિજ એટલે જેના બે જન્મ છે. પહેલો માતાના ઉદરમાંથી પ્રસવ થવો તે. તે જન્મ માયા અને તેનાં આવરણોમાં ભટકી કર્મનાં ફળ ભોગવવા માટે છે. તે, દુષ્ટ કર્મોનાં બંધન કાપવા માટે દ્વિતીય જન્મ લેવાનો સંપ્રદાય પરંપરાથી ચાલુ છે. અને એ સંસ્કાર એટલે "અનુદ્ભુત દશામાં રહેલી શક્તિનું" ભાન કરાવે છે. જે સંસ્કારોક્ત પુનર્જન્મ થતાં કર્મના અધિકારી થઇ બ્રહ્મને ઓળખી તેની સાથે સંધિ નામ ઐકયતા કરી સદ્ધર્તન અને સત્કર્મ વડે પાપોનો સમુહ (જથ્થો) બાળી નિષ્પાપી એટલે સદાચરણી થઈ બ્રહ્મકર્મ વડે પ્રારબ્ધ કર્મને કાપવા માટે દીક્ષા મળે છે. જો દ્વિજ જનોઇનો ત્યાગ કરે અથવા ધારણ કરી કર્મનો લોપ કરે કે વજન રૂપે કે દેખાદેખાથી પહેરે તો તે સર્વ કર્મમાં અનધિકારી થાય છે. અને મુવા પછી કુતરો થાય છે એવો દક્ષ તથા ગોમિલ ઋષિઓનો મત છે. માટે યજ્ઞોપવીત એ વડે યજ્ઞ કરી ઈચ્છિત જે બ્રહ્મ તે પામવાને સન્ધ્યા (કર્મ) વડે સામું જવું એવો અર્થ થાય છે. એટલા માટે યજ્ઞ કાંઈ એક પ્રકારનો નથી. પણ ગીતા શાસ્ત્રમાં ઘણી જાતના વર્ણવ્યા છે. તેથી અધ્યાય ૪ થાના શ્લોક ૨૮ થી

૩૧ સુધી વાંચી તે પ્રમાણે વર્તન રાખવું એજ મનુષ્યનું કર્તવ્યકર્મ છે. એટલા માટે દ્વિતીય જન્મનું ખરેખરૂં અભિમાન રાખવાની જરૂર છે.

(૪૬) સૌ સૌના વર્ણાશ્રમ ધર્મને હલકો માની સ્વેચ્છાએ સમજ્યા વગર પરધર્મમાં જવાથી તેમજ વાક્ચતુરાઈને આડંબર ધારી થઈ ખરો ધર્મમાર્ગ ન પ્રકાશતાં અજ્ઞાનરૂપ અંધારે ભટકાતા કુટાતા અધો૦ માટે **धर्मजीज्ञासायत्तोऽभ्युदयानि:श्रेय:स्सधर्म:** ॥ એટલે કે જેને ધર્મ જાણવાની ઇચ્છા હોય તેણે એમ જાણવું કેઃ- જેમાં પોતાનો અભ્યુદય (ચઢતી) કલ્યાણ સમાયલું હોય એટલે જે ધર્મ વંશપરંપરાથી પોતાનો ચાલતો આવતો હોય તે ઉત્તમ ધર્મ શ્રુતિમાં કહેલો છે. માટે કુળમાં ભલે હલકો ધર્મ હોય છતાં બીજાનો ઉત્તમ ધર્મ જોઈ તેમાં કદીપણ લોભાવું નહિ દાખલો-" રાજાની મેડી જોઇ પોતાની ઝુંપડી તોડાય નહિ તેમ." એટલા માટે પોતાના ચાલતા આવેલા ધર્મને ઉત્તમજ ગણવો. હવે પોતાનો મૂળ ધર્મ કયો છે તે જાણવા ધર્મગુરૂની જરૂર છે. હાલમાં ધર્મગુરૂઓનો અભાવ હોવાથી લોકો અજ્ઞાનતા વડે પોતાનો મૂળ સનાતન ધર્મ છોડી જેમ મરજી આવે તેમ વર્તે છે. તેથી અભ્યુદય કોઇ કાળે થશે નહિ. પરંતુ પુજ્ય મહર્ષિ મનુ જણાવે છે કેઃ-બ્રાહ્મણે વેદ ભણવો તથા ભણાવવો યજ્ઞ કરવો ને કરાવવો, દાન દેવું ને લેવું, આ છ કર્મવડે બ્રાહ્મણ કહેવાય છે. ક્ષત્રિઓએ વેદ ભણવો ભણાવવો નહિ, યજ્ઞ કરવો કરાવવો નહિ, દાન દેવું લેવું નહિ,

અને ગાય બ્રાહ્મણો તથા પ્રજાનું રક્ષણ કરવું તે ક્ષત્રિયનો ધર્મ છે. છતાં આજના ક્ષત્રિઓ બ્રાહ્મણ પાસે ભીખ માગે છે, વેઠ વેરા નાખે છે ને અધર્મથી વરતે છે. એમ વંશપરંપરાથી ચાલતા આવેલા ધર્મથી ઉતરતી દશામાં આવતાં અધોગતિ થાય તેમાં કાંઈ નવાઈ નથી! વૈશ્યએ ખેતીવાડી, વણુજ વેપાર, કળા કૌશલ્ય સાથે પશુપાલન કરવું, વેદ ભણવા, યજ્ઞો કરવા ને દાન દેવું એ પ્રમાણે ન થતાં પૈસાને લોભે બ્રાહ્મણોનું રક્ષણ કરવાને બદલે તેની પાસેથી વ્યાજ ખાવું, પશુ પાલન ઉપર લક્ષ ન આપતાં દ્રવ્ય પ્રાપ્ત કરી વૈભવ ભોગવવા ને યજ્ઞ એટલે શું? તે તો જાણે છે કોણ? ગાયમાં પુજ્ય ભાવ નહિ, નમન તેમ પ્રણામનો તો વાતજ નહિ અને કદી વિદ્યા સંપાદન કરી તો બ્રાહ્મણોનું અપમાન કરવું ગર્વિષ્ઠ ને મદોન્મત્ત થવું એ કઈ રીતે ચ્હડતી દશાને પ્રાપ્ત થાય? શુદ્રે તો ફક્ત ત્રણુ વર્ણુની સેવા કરવી તેના બદલામાં વેદશાસ્ત્ર ભણીને મ્હોટાં મ્હોટાં ભાષણો આપવા, ગાય બ્રાહ્મણોનું અપમાન કરવું ને દયા તો હજાર ગાઉ દૂર રહે તેમ દ્રવ્યના લોભે બ્રાહ્મણો પાસે વેઠ કરાવવી કહો! આ ભારતની કઈ દશા? આવી રીતે મારા ભારત બન્ધુઓ દિન દિન પ્રત્યે તદ્દન હલકી દશાને પ્રાપ્ત થયા છે, થાય છે અને થશે. ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર માંહેના વર્ણાશ્રમીઓ જરા ભણ્યા કે તરત નમ્રતાને બદલે બ્રાહ્મણોનું અપમાન કરતાં જરાપણુ અચકાતા નથી, અને પૂર્વથી ચાલતી આવેલી મર્યાદાનું ઉલ્લંઘન કરી ન અચકાતા હું સર્વથી શ્રેષ્ઠ છું એમ માનવું એ કેવું

અયોગ્ય ગણાય! આ બાબત પૂરતો વિચાર કરવાની જરૂર છે.

(૪૭) બ્રાહ્મણો પિતા તુલ્ય ને સર્વથી શ્રેષ્ઠ ગણાતા છતાં પૂજ્ય-ભાવ ન રાખતાં અધો૦ માટે **ब्राह्मणो जगत्पिता ।** અથવા **आचार्यो ब्रह्मणो मूर्त्तिः** એ સૂત્રને આધારે બ્રાહ્મણોને જગત્ના પિતા ગણેલા છે અને શુભાશુભ કાર્યો કરાવનાર બ્રાહ્મણોજ છે તેથી દરેક જનસમુહ તેને પુત્ર પુત્રી પ્રમાણે ગણવાં જોઇએ. તેથી આચાર્યને તો બ્રહ્માની ( ઉત્પન્ન કરનારની ) એક મૂર્ત્તિરૂપે વેદ તરફથી માન મળેલું છે. મ્હોટા મ્હોટા રાજ રજવાડાઓમાં ઓજલ (પડદો) રાખે છે. વહોરા, મુસલમાનોમાં બુરખા (પડદો) રાખે છે છતાં બ્રાહ્મણોને તો જવાની છૂટ હોય છે તેનું કારણ શું? ફક્ત ધર્મની સનાતાન મૂર્ત્તિ સાક્ષાત્ દેવ બ્રાહ્મણોજ છે. તેથી તેને ભૂદેવનું પદ મળેલું છે. તે મર્યાદાનું ઉલ્લંધન કેમ થયું? તે સૌ જાણે છે. માટે આ સ્થળે લખવું વાસ્તવિક ન ગણતાં સૌ સોએ પોતાના હૃદયમાં વિચારી જોવું.

(૪૮) જે ત્રણે વર્ણનો ઉદ્ધાર બ્રાહ્મણોનેજ આધિન છે. એવા બ્રાહ્મણો છેક અનીતિ વડે કામાશક્ત થઇ વડીલોપાર્જીત ધર્મ, કીર્ત્તિ ને ધન ( વ્યવહાર )ને દુષણરૂપ બનાવીને પોતાનો કુહાડો પોતાનાજ પગમાં મારી, બેસવાની ડાળ ભાગી કોણ સુખી થાય? એમ જાણતાં છતાં ઉત્તમ પદને દુષણ લગાડી ઠઠ્ઠા મશ્કરી ને તેનું ઉલટું રૂપ અકર્મ વડે

પાછળની પ્રજાને બોજારૂપ થતાં અધો૦ માટે **अधर्मो प्रवर्त्तते कील्बिषम्** ॥ અધર્મ વડે પાપજ પ્રસરે છે અને તે પાપના ફળ આપણે તેમજ આપણી સંતતિને ભોગવવા પડે છે. મહર્ષિ મનુસ્મૃતિમાં અધ્યાય ૪થો શ્લોક ૧૭૦ થી શું જણાવે છે? તે જુઓ.

(૪૯) જેનું ખાવું તેનુંજ ખોદવું એટલે કે જેના તરફથી નિભાવ થતો હોય એવા આશરાગતને સદ્વર્તન, સુનીતિ કે ધર્મ બોધ ન આપતાં સ્વાર્થ સાધી ચાલતા થવું એવા ધર્મવેત્તા આચાર્યો અને અજ્ઞાન યજમાનો બન્ને પાપ રૂપ દોષને પામતા અધો૦ માટે **अन्तः शाक्ता बहि र्शिवा शिष्णोदर परायणाः** ॥ એટલે હૃદયમાં શક્તિને પૂજનારા બહારથી શૈવમત માનનારાને સભામાં જાય ત્યારે વૈશ્નવ ( વૈષ્ણવ ) છું એમ કહેનારા અને શિશ્ન (લિંગ) તેમ ઉદરનેજ ભજનારા ( ઢોંગી ) બ્રાહ્મણો ઘણા જોવામાં આવે છે. તેથી ભારતની અવદશા થઇ, થાય છે ને થશે. માટે હે પરમાત્મન્! આવા બન્ધુઓ પ્રત્યે સન્માર્ગ દર્શાવી બ્રહ્મવંશ તેમ ભારતનો ઉદ્ધાર કરો એજ વિનંતિ સદાને માટે લક્ષમાં લઇ અમારા સાક્ષાત્ દંડવત્ પ્રણામ સ્વીકારશો.

(૫૦) જન્મ થતી વખતે પ્રથમ ખાટલા નીચે અગ્નિ પધરાવે છે, જે અગ્નિવડે અનાજ રાંધીને ખાઇએ છીએ, જે શુભ મુહૂર્તમાં પૂજાય છે, જે શિઆળા ચોમાસાની ઋતુમાં શરદ કાપે છે, જે આ શરીરનું રક્ષણ કરે છે, અને જે અંત

સમયે સ્મશાન ભૂમી સુધી પણ મોઢા આગળ થઇ સાથેજ રહે છે, ને આ દેહ ભસ્મિભૂત થતાં જળવડે શાન્તિ આપ્યા પછીજ કુટુંબીઓ ઘેર આવી વિરામે છે એવા પરમ પવિત્ર જીવના જીવનરૂપ અગ્નિ દેવનું પૂજન ન કરવાથી તેમ આહુતિ ( ભોજન ) પણ ન આપવાથી તે સાક્ષાત્ દેવનો અનાદર થતાં અધો૦ માટે अग्निर्देवो द्विजातिनां ॥ એટલે દ્વિજ નામ બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈસ્યના અગ્નિ એજ ખરા દેવ છે અને મોક્ષ આપનાર પણ સનાતન મૂર્તિ અગ્નિ દેવજ છે. એટલા માટે અહરહ: અગ્નિ ઉપાસન કરવું એમ શ્રુતિ શાસ્ત્રનો મત છે. તેથી તે દેવને તૃપ્ત કરવા હોમ, હવન ને વૈશ્વદેવ કરવા જેથી પાપ ધોવાઈને પૂણ્યની વૃદ્ધિ થાય છે. માટે તેનું પૂજન ને નમસ્કાર કરવા દઢ સંકલ્પ કરવો.

(૫૧) દીવો એ સાક્ષાત્ વિષ્ણુરૂપ છે. તેમાં પૂજ્યભાવ ન રાખવાથી અધો૦ માટે दीपो ज्योति : परब्रह्म ॥ એટલે કે દીવાની જ્યોત સર્વથી શ્રેષ્ઠ અને બ્રહ્માના રૂપ છે તેમજ વિષ્ણુ રૂપ છે. દીવો પાપોને બાળી નાખે છે એવી દીવાની જ્યોતને સંધ્યા વખતે નમસ્કાર કરવા. જેમ સૂર્ય અંધકારને દૂર કરી ઉજાસ આપે છે તેમ દીવાનું પણ સમજવું. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે;-સૂર્ય આથમતાં તરત ગોધળીક દીવો કરવો અને સૂર્યોદય થતાં રજા દેવી. ત્યાં સુધી દીવો અખંડ રાખવો. જ્યાં અખંડ દીવો રહે છે ત્યાં શ્રીવિષ્ણુ લક્ષ્મિજી સહિત રિદ્ધિ સિદ્ધિ દાસીઓ સાથે નિવાસ કરે છે. આવા પવિત્ર દેવ દીવાને હાથ ન

જોડતાં. પૂજ્યભાવ ન રાખતાં, ફુંક મારી ઓલવી (બુઝાવી) નાખતાં અને અંધારે રહેતાં હૃદયમાં અજ્ઞાનરૂપ અંધારૂં રહે છે. માટે દીવામાં પૂજ્યભાવ રાખવો.

(૫૨) છેવટ–આચાર, વિચાર, વિનય, વિવેક, નમ્રતા, સભ્યતા, સત્ય, ધર્મ, કર્મ, દયા, દાન, ઉત્સાહ, ઉમંગ, શૌર્ય, બ્રહ્મચર્ય, નીતિ, ન્યાય, શ્રદ્ધા, સંપ, ઐક્યતા, ભક્તિ, જ્ઞાન, વિદ્યા, ચાતુર્ય, સંતોષ, ક્ષમા, પ્રેમ, શાસ્ત્ર, ને સત્સંગ વગેરે તજવાથી અધો૦ માટે **श्रद्धावान् लभतेज्ञानम्॥** એટલે જેને શ્રદ્ધા છે, તેજ જીવ જ્ઞાન પ્રાપ્ત કરી પોતાના જીવનનું સાફલ્ય કરવાને શક્તિવાળો છે. એમ **શ્રીમદ્** ભગવદ્ગીતામાં **શ્રીકૃષ્ણ** પરમાત્માએ અર્જુન પ્રત્યે બોધ વચન કહ્યું છે. માટે **શ્રદ્ધા એજ પરમ દૈવત છે.** इति शम् ॥

सत्यमेकपदंब्रह्म सत्ये धर्म प्रतिष्ठितः ।
सत्यमेवा क्षयावेदाः सत्येनः वाप्यते परम् ॥

ॐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:



# આ ચોપડી વાંચ્યા વગર ફેંકી દેશો નહિ.

## અભ્યુદયની ચાવી.

ગાય, બ્રાહ્મણ, તુલશી, દેવ, ગુરૂ અને સંત સાધુ તેઓને હાથ જોડી ( નમવાથી ) પૈસા પડતા નથી. તરસ્યાને પાણી પાતાં, રસ્તામાંથી કાચ, કાંટા ઉપાડતાં, પારકાના ભલા માટે જીભ વાપરતાં, શરણે આવેલા આશાભિલાષિને નમ્રતાનાં સત્ય સલાહવાળાં મધુર વચનો બોલતાં પૈસા પડતા નથી. અજાણ્યાને રસ્તો બતાવતાં અને દરેક જીવ માટે દયા લાવી પોતાના આત્મવત્ ગણતાં પૈસા પડતા નથી. દરેક વસ્તુમાંથી સારતત્ત્વ ગ્રહણ કરવું એજ ખરૂં છે. ઉદ્યમીની નિંદા કરી તરછોડી ન કાઢતાં હિંમત આપો. ઘેર ઘેર ગાય અને બ્રાહ્મણનું રક્ષણ થવા પ્રભુ પાસે માગણી કરો. હૃદયની શુદ્ધ સાત્વિક વૃત્તિથી નિરંતર ઈશ્વરસ્તુતિ કરો. વર્ણાશ્રમના ધર્મ બરાબર સમજીને પાળો અને પળાવો. પારકાને માટેજ તમારૂં જીવન અર્પણ કરવા શક્તિ ધરાવો. યજ્ઞયાગાદિ ધર્મ કર્મની રીત ભારતમાં ઘેર ઘેર ફેલાવો. દ્વિજવર્ગને માટે ખાસ સંસ્કૃતની જરૂર છે તે લક્ષમાં લ્યો. સંસ્કૃત વિદ્યાનો બનતા પ્રયાસે ઉત્સાહથી પ્રચાર કરો. વેદ શાસ્ત્રમાં શ્રદ્ધા રાખો તોજ તમારો ઉદય થશેજ થશે.

---

# વિજ્ઞપ્તિ.

**ભેટ**—ધર્માઉ **ચાર આના** આપનારને **શ્રીગાયત્રી પટ્ટ.** ( છબી ) કર્મકાન્ડ તથા ઉપાસના માટે આ પટ્ટ બહુજ ઉપયોગનો છે. જુદા જુદા રંગોથી આ પટ્ટને સુશોભિત બનાવ્યો છે. ગાયત્રી દેવી, દત્તાત્રય અને શ્રી સૂર્યનારાયણ એ ત્રણ છબીઓ ( ફોટા ) પટ્ટની શોભામાં વધારો કરે છે. આ પટ્ટથી ઉત્પન્ન **થતું** દ્રવ્ય ગામ **લોઈજ** શિવાલય જીર્ણોદ્ધારના કામમાં વાપરવાનું છે. ટપાલ ખરચ મંગાવનારને શીર સમજવું.

**લાભ**—"બ્રહ્મતત્ત્વ મહત્તા અને સંધ્યાદિ પટ્કર્મો." એ નામનું પુસ્તક ( ચોપડી ) શ્રી ગાયત્રી પટ્ટ માટે ધર્માદામાં ચાર આના આપનારને મફત મળે છે આ ચોપડીમાં બ્રહ્મતેજ વૃદ્ધિ તથા ટુંકામાં પટ્કર્મો સમજાવ્યાં છે. જેવાં કે, સંધ્યા, બ્રહ્મયજ્ઞ, તર્પણ, શિવ પૂજન વૈશ્વદેવ તથા જનોઈ પહેરવાની રીત સાથે સંધ્યાનું ફળ અને દોષ વિગેરે. પુસ્તક થોડાં છે માટે જલદી મંગાવો.

**સૂચના**—આ **"ધર્મ પ્રકાશ બાવની"** ની જે રકમ ઉત્પન્ન થશે તેમાંથીજ દ્વિતીયાવૃત્તિ કઢાવી વેદ સનાતન ધર્મની અને બન્ધુઓની સેવા પરાયણ થવા શ્રીજગન્નિયંતા પ્રત્યે પ્રાર્થના છે.

**છપાય છે**—**"શ્રીયજ્ઞોપવીત રહસ્ય** અથવા **દ્વિજોત્સવ"** આ પુસ્તકમાં ફક્ત જનોઈનોજ વિષય ચર્ચાવેલો છે માટે જીજ્ઞાસુ બન્ધુઓએ એક પત્ર લખી ગ્રાહક થવાની ખબર આપવી જેથી અગાઉથી આશ્રયદાતાઓનાં મુબારક નામો દાખલ કરી શકાય. પુસ્તક સોળ પેજી ચાર ફર્માં. પાકું પુઠું-કિંમત. ૦-૧૨-૦ રાખી છે.

---

ૐ



જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા,
શ્રી ગાયત્રી પટ્ટ પ્રકાશક.
મુ. લોઇજ તાબે માંગરોળ, ( કાઠીયાવાડ ),

ॐ

# ખરૂં ખોટું તપાસો.

## શ્રીમોતેશ્વર જીર્ણોદ્ધાર ધર્માદા ફંડ.

### આ કાર્યને માટે શ્રીગાયત્રીપટ્ટ રાખ્યો છે.

### ધર્માઉ ચાર આના લેવામાં આવશે.

ધર્મ જીજ્ઞાસુ ભાઇઓ અને બહેનોને મારી નમ્રતા પૂર્વક અરજ છે જે:—( કાઠીયાવાડ ) માંગરોળ તાબાના ગામ **લોઇજ**માં ગામની ઉતર દિશાએ " **શ્રી મોતેશ્વર** " નામે મહાદેવનું દેવળ આવેલું છે જેનું રીપેર કામ ઘણું જીર્ણ થઇ ગએલું છે માટે તેને અંદર તથા બહાર પુનઃ રીપેર કરવા તથા તે દેવળનો સભા મંડપ કરવા માટે સંવત ૧૯૬૭માં શ્રદ્ધાળુ ગૃહસ્થો તરફથી તથા ગામ તરફથી મળી રૂા. ૩૦૦ અંકે ત્રણસો ની મદદ મળી હતી પરંતુ એટલો ખર્ચ કરતાં પણ સભામંડપ અપૂર્ણ રહ્યો છે અને તે મંડપ બેઠી ઢબમાં લેતાં છતાં મહાદેવનું દેવળ મંડપની સરખાઇમાં આવી જાય છે તો દેવળનો ઘુમટ ઉંચો લેવાની જરૂર છે માટે હવે કોઇપણ શ્રદ્ધાળુ ગૃહસ્થો આવા ભલા ધર્મના કાર્યમાં તન, મન ને ધનથી યથાશક્તિ મદદ આપશે તો અપૂર્ણ રહેલું કાર્ય પુરૂં થઇ થએલી વીટંબના દુર થાય એવી મારી નમ્ર પ્રાર્થના છે.

પત્ર વ્યવહાર નીચેને શીરનામે કરવો.

**મુ૦ મુંબઇ,**
સોલએજંટ બુકસેલર,
**પંડિત નારાયણ મુળજી,**
... નં. ૩૭૪

**મુ૦ લોઈજ,**
**જોશી હંસરાજ વિષ્ણુરામ શર્મા,**
પ્રકાશક અને વ્યવસ્થાપક,
( કાઠીયાવાડ ) માંગરોલ થઇને,
મુ૦ લોઇજ.